

1/6-

### ત્રીજા ધોરણનો

# ગણિત શિક્ષક.

આંક તથા ધાતોના પુષ્કળ મનોયત્નો સાથે




રચનાર—છગનલાલ મોતીરામ શાહ.
શાહપોર--સુરત.

કિંમત  રૂ. ૦-૧-૬

ત્રીજા ધોરણનો

# મુખગણિત શિક્ષક.

, તથા ધાંતોના પુષ્કળ મનોયત્નો સાથે.

રચનાર;

છગનલાલ મોતીરામ શાહ.

આસિ૰ માસ્તર મ્યુ૰ સ્કુલ નં ૧ લો.

ભાગાતળાવ-સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા૦ મગનલાલ મોતીરામ.

શાહપોર-સુરત.

આવૃત્તિ ૧ લી, પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૦, સને ૧૯૧૪.

કિંમત રૂ. ૦-૧-૬.

# પ્રસ્તાવના.

ગુજરાતી પ્રાથમિક શાળાના નવા ત્રીજા ધોરણમાં મુખગણિતનો અભ્યાસક્રમ નીચે પ્રમાણે છે—"પહેલા વર્ષમાં શીખી ગયેલા આંક અને કોષ્ટકોનો ઉપયોગ થાય એવુ મુખગણિત"

આ મુજબ આ બુકમાં બીજા ધોરણમાં શીખી ગએલા પોણા અને સવાયા એ બે આંકના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારથી થતા વ્યવહારિક ઉપયોગના બે મનોયત્ન પ્રથમ આપવામા આવ્યાં છે. તેમાના વિવિધ જાતના હિસાબોના જેવાજ બીજા અનેક હિસાબો શિક્ષકો પૂછી શકશે તો નિ:શક આંક અને તેનો ઉપયોગ શિષ્યોને પાકો થશે

ત્રીજા ધોરણમાં તોલમાપ, લુગડાનાં માપ, ભરતરનાં માપ અને વખતના સ્થાનિક કોષ્ટકો ચલાવવાનાં છે તે પણ આમા આપવામાં આવ્યાં છે

આ પુસ્તકમાં બીજા ધોરણમાં શીખવાએલી શેર અને મણની ધાતોનો ઉપયોગ થાય એવા હિસાબ પણ આપવામા આવ્યા છે

પહેલા ધોરણમાં શીખી ગએલા આકનો સવિસ્તર ઉપયોગ જો કે **બીજા ધોરણના "મુખગણિત શિક્ષક"** મા આપવામાં આવ્યો છે, છતા અભ્યાસક્રમ પ્રમાણે પાછલાં સઘળા ધોરણોના આકનો શીખવાઇ ગએલો ઉપયોગ આ ધોરણમા પણ પુનરાવર્તન તરીકે પૂછવો જોઇએ તે પ્રમાણે આ બુકની છેવટે આક અને ધાતોના વ્યવહારિક પરચુરણ હિસાબોનુ વિશાળ મનોયત્ન આપવામાં આવ્યુ છે, તેમાં પાછલાં બધા ધોરણના આકોનો તથા ધાતોનો ઉપયોગ ચઢતા ક્રમથી આપવામા આવ્યો છે તા૦ ૧૧-૬-૧૯૧૪.

શાહપોર }
સુરત. }

લિ૦ સેવક,
છગનલાલ મોતીરામ શાહ.

# જાહેર ખબર.

"મુખગણિત શિક્ષક" માટે મળેલા

વાંચો. **અભિપ્રાયો** વાંચો.

---

તૈયાર છે. **"મુખગણિત શિક્ષક"** તૈયાર છે

પ્રાથમિક શાળાના

પહેલા ધોરણનો રૂ. ૦-૧-૦, બીજા ધોરણનો રૂ. ૦-૧-૩,

ત્રીજા ધોરણનો રૂ. ૦-૧-૬, ચોથા ધોરણનો રૂ. ૦-૨-૦.

ગ્રામ્ય શાળાના.

પહેલા બીજા ધોરણનો રૂ. ૦-૨-૬,

ત્રીજા ધોરણનો રૂ. ૦-૨-૦.

નમુનાની દરેક નકલ એકેક આનાની ટિકીટ બીડી

મંગાવી ખાત્રી કરો.

કમીશનમાં પુષ્કળ લાભ.

---

પાંચમા ધોરણનો

## મુખગણિત શિક્ષક.

!! છપાય છે !!

---

પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો

**શા. મગનલાલ મોતીરામ. શાહપોર-સુરત.**

# અર્પણ પત્રિકા.

દોહરો

ગુઈતા ગુણ આચારમાં, લાજે ગુલ્મ ગુલાબ,
મહેકતી પરિમલ સદા, દાતા સમ આફતાબ

સુગુણચંદ્ર શ્રેયસ્કર શ્રીમાન્માન્યવર્ય
વકીલ મહોદય—ગુલાબદાસ ભાઈદાસ
સૂર્યપૂર.

હાર્દિક અભિવંદન—

આપ ઉદારચિત્ત, રાજ્યભક્ત અને સ્વદેશ સુશિક્ષાના
ઉત્કર્ષાભિલાષી મહાનુભાવની સેવામા આ નાનકડુ કિન્તુ
બાલોપયોગી પુસ્તક અર્પણ કરતા કિંકરને આપના,
દેશ અને પ્રજાહિતના કાર્યોમાં કટિબદ્ધતા,
ગુર્જર બાલબાલિકાઓ ને સચ્છિક્ષા આપવાની
સતત્ પ્રયત્નશીલતા, ગુર્જર સાહિત્યની
વૃદ્ધિ કરવાની અસ્ખલિત ઉત્કંઠા, અને ઉગતા
યોગ્ય લેખકોની કદર બુઝી ઉત્તેજન આપવાની
ઉદારતા આદિ ઉત્તમ સદ્ગુણો તાદૃશ્ય ખડા થઇ સાથે
સાથે સહજમા હૃદય પણ સમર્પિત થઇ જાય છે, તો તે
ઉભયને સ્વીકારી કૃતકાર્ય કરશોજી सुज्ञेषु किमधिकम् ।

આપનો આજન્મ ઋણી સેવક,

છગનલાલ મોતીરામ શાહ.

# પ્રકરણ ૧લું.

## પોણાનું મુખગણિત.

### મનોયત્ન ૧.

૧) અર્ધો ને પાવલી મળીને કેટલા રૂપીઆ થાય?

૨) કેટલા પાવલા મળીને પોણો રૂપીઓ થાય?

૩) ૦ાા ગજ લુગડું હતું બીજું ૦ાા ગજ લીધું તો કેટલું થયું?

૪) ૧ાા શેર દૂધમાંથી ૦ાા શેર ઢોળાઇ ગયું તો કેટલું રહ્યું?

૫) પોણા કાગળમાથી ૦ા કાગળ કેટલા થશે?

૬) મારી પાસે રૂ ૦ાા છે તેમાં શું ઉમેરૂં તો રૂ ૦ાા થાય?

૭) ૧૨ અડધા અને ૧૨ પાવલા મળીને કેટલા રૂપીઆ થાય?

૮) ૨૭માં ૦ાા ઉમેરૂં તો કેટલા થાય?

૯) ૬રા મણ ઘઉં હતા બીજા ૦ાા મણ લાવ્યો તો કેટલા થયા?

૧૦) મારી પાસે રૂ. ૬૧ાા હતા તેમાથી રૂ. ૦ાા ખોવાઈ ગયો તો કેટલા રહ્યા?

૧૧) રૂ ૨૪માંથી રૂ ૦ાા ખરચ્યો તો શું રહ્યું?

૧૨) ૪૫+૦ાા, ૪૭ા+૦ાા; ૩૭ાા+૦ાા, ૬૯ાા+૦ાા કેટલા?

૧૩) ૦ાા+૪૫ાા; ૬ાા+૬ાા; ૦ાા+૪૮ાા કેટલા?

૧૪) ૬૫ા-૦ાા, ૬૮ા-૦ાા; ૪૬ાા-૦ાા, ૬૩ાા-૦ાા. કેટલા?

૧૫) કઈ સંખ્યામાંથી ૦ાા લઇએ તો ૪૫ાા, ૪૮, ૩૮ા, ને ૭૦ાા, રહે?

૧૬) ૧૭×૦ાા; ૨૩×૦ાા; ૪૭×૦ાા; ૯૯×૦ાા; ૬૭×૦ાા; કેટલા?

૧૭) જેટલા અડધા તેટલીજ પાવલીઓ કેટલી વખત લઇએ તો ૬૯ થાય?

૧૮) એક તપેલામાં ૦॥। મણુ દૂધ માય તો એવા ૮ તપે-
લામાં કેટલું માય ?

૧૯) એક રૂપીઆનું ૦॥। ગજ તો રૂ. ૨૭ નું કેટલું ?

૨૦) ૦॥। ગજનું એક પાટલુન થાય તો ૨૮ પાટલુનમાં કેટલા
ગજ લુગડું વપરાય ?

૨૧) રૂ. ૦॥। નુ એક શેર તો ૨૪ શેરનું શું ?

૨૨) રૂ. ૩૩માંથી પોણો રૂપીઓ કેટલા છોકરાને અપાય ?

૨૩) એક આનાનું ૦॥। શેર તો રૂ. ૪)નું કેટલુ ?

૨૪) એક છોકરાને રૂ. ૦॥। આપીએ તો ૭૨ છોકરાને આ-
પવા કેટલા રૂપીઆ જોઇએ ?

૨૫) એક શીશીમાં ૦॥। શેર સાહી માય તો ૬૮ શીશીમાં
કેટલી માશે ?

૨૬) રૂ ૬૦ છે ને છોકરા ૮૦ છે તો દરેકને શું મળશે ?

૨૭) મહીને ૦॥। મણુ ચોખા જોઇએ તો ૫૭ મહીનામાં
કેટલા જોઇએ ?

૨૮) રૂ ૩૩ છે તેમાં પોણો રૂપીઓ કેટલીવાર ઉમેરૂ તો
૪૫ રૂ. થાય ?

૨૯) એક માણુસને ૦॥। શેર અનાજ જોઇએ તો ૬૧ મા
ણુસને કેટલુ જોઇએ ?

૩૦) એક શેર બદામનો રૂ ૦॥। પડે તો ૨૧ શેરનુ શુ બેસશે?

૩૧) ૦॥। ગજ બનાતનો રૂ ૧ બેસે તો ૨૭॥। ગજનુ શુ બેસશે?

૩૨) ૯૬ કોટની સીવડામણુી રૂ. ૭૨ બેઠી તો એક કોટની શી ?

૩૩) કેટલા પોણા હોય તો ૩૯ આખા થાય ?

૩૪) ૪૨ આખાના પોણા કેટલા? ૩૬ પોણાના આખા કેટલા ?

૩૫) પોણા રૂપીઆના પૈસા કેટલા ?

૩૬) ૫૬।ગજ કપડામાંથી ૦॥। ગજના કેટલા રૂમાલ થાય ?

૩૭) રૂ. ૨૭ના ૩૬ પહેરણ મળે તો એક પહેરણનું શું ?
૩૮) કેટલા પોણે ૬૯? કેટલા પોણે ૨૯॥? કેટલા પોણે ૭૨॥॥?
૩૯) ૫૯ પોણુ? ૬૯ પોણું? ૭૯ પોણુ? ૪૯ પોણું કેટલા?
૪૦) પોણા રૂપીઆમાં ૩ પૈસા ઓછા છે તો કેટલા હશે?
૪૧) પોણો કેટલીવાર લઇએ તો ૩૩॥॥ થાય?
૪૨) ૫૨ પોણાના આખા કેટલા? ૬૮ પોણાના આખા કેટલા?
૪૩) ઘોડાને રોજ ૦॥॥ શેર ચણી જોઈએ તો ૪૮ શેર કેટલા દિવસ ચાલશે?
૪૪) કેટલા પોણે ૮, ૧૫, ૨૭, ૪૨, ૭૨ થાય?
૪૫) ૩૯ પેંડામાંથી ૦॥॥ પેંડો કેટલા છોકરાને અપાય?
૪૬) પોણો હજાર તે કેટલા? પોણોસો લખો. પોણીસો લખો.
૪૭) કેટલા પોણા હોય તો પુરેપુરા આખા થાય?
૪૮) પોણાની ચચ્ચારની પલાખી બોલો.
૪૯) પોણાની બબ્બેની પલાખી લખો.
૫૦) એક કડીઓ દરરોજ રૂ. ૦॥॥ કમાય તો ૮ કડીઆ ૨૯ દિવસમા શુ કમાશે?
૫૧) રૂ. ૩॥॥ ની મણ ખાંડ મળે તો ૨૭ મણનું શું?
૫૨) ૦॥॥ આનાનુ શેર કોળું મળે તો રૂ. ૦॥॥નું કેટલું આવે?

---

## સવાયાનું મુખગણિત.

### મનોયત્ન ૨ જો.

૧) રૂપીઓ ને પાવલી મળીને કેટલા રૂપીઆ થાય?
૨) કેટલા પાવલાં મળીને સવા રૂપીઓ થાય?
૩) સવા રૂપીઆમાં ૦। રૂપીઓ કેટલી વાર છે?
૪) સવા રૂપીઆમાં શું ઉમેરીએ તો ૨॥ રૂપીઆ થાય?
૫) સવા કાગળમાંથી ૦। કાગળ કેટલા થશે?

૬) રૂ. ૩।। છે ૫ રૂપીઆ કરવા છે તો કેટલા ખૂટે ?
૭) ૧૫ રૂપીઆ ને ૧૫ પાવલી મળીને કેટલા રૂપીઆ થાય ?
૮) ૪૩।। મા ૧। ઉમેરું તો કેટલા થાય ?
૯) મારી પાસે રૂ. ૭૮।। છે તેમાંથી ૧। રૂપીઓ ખરચ્યો તો શું બાકી કહ્યુ ?
૧૦) ૬૮।। રૂપીઆ હતા ને મારા ભાઈ ૧। રૂપીઓ આપે તો મારી પાસે કેટલા થાય ?
૧૧) રૂ. ૪૫) માંથી ૧। રૂપીઓ ધર્માદા કર્યો તો કેટલા રહ્યા ?
૧૨) જેટલા રૂપીઆ તેટલાજ પાવલા ૪૩ વખત લઇએ તો કેટલા રૂપીઆ થાય ?
૧૩) ૩૮।।+૧।, ૬૭।।+૧।, ૫૬।+૧।, ૭૦+૧। કેટલા ?
૧૪) ૧।+૪૫, ૧।+૪૭।।, ૧।+૩૬।, ૧।+૮૦ કેટલા ?
૧૫) ૭૮।।–૧।, ૫૭।।–૧।, ૩૬।–૧।, ૧૦૦–૧। કેટલા ?
૧૬) ૪૦–૩૮।।, ૬૮।।–૬૭।।, ૭૧।–૭૦ કેટલા ?
૧૭) ૯૯×૧।, ૭૫×૧।, ૬૫×૧।, ૭૯×૧। કેટલા ?
૧૮) ૩૭×૧।, ૭૭×૧।, ૯૫×૧।, ૭૦૦×૧। કેટલા ?
૧૯) કેટલા સવા ૪૫ ? કેટલા સવા ૫૬। ? કેટલા સવા ૪૮।। ?
૨૦) ૧। રૂપીએ શેર તો ૩૯ શેરનું શું ?
૨૧) એક બંડીમાં ૧। ગજ કપડું જાય તો ૪૫ ગજમાંથી કેટલી બંડી થશે ?
૨૨) રૂ. ૧)નુ ૧। શેર ઘી મળે તો ૪૩ રૂપીઆનું કેટલું આવે ?
૨૩) ૮૫ રૂપીઆમા સવા રૂપીઓ કેટલી વાર છે ?
૨૪) એક આનાનુ ૧। શેર કોળું મળે તો રૂ ૩)નું કેટલું આવશે ?
૨૫) એક કડીઓ રોજ ૧। રૂપીઓ કમાય તો ૩૯ દિવસમાં શુ કમાશે ?
૨૬) ૭૨ તપેલી લેવી છે એક તપેલીનું વજન ૧। શેર થાય છે તો બધી તપેલીનું વજન કેટલા શેર થશે ?

૨૭) ૮૦ છોકરા વચ્ચે ૧૦૦ રૂપીઆ વહેંચીએ તો દરેકને શું મળે ?

૨૮) રોજ ૧। શેર લોટ વપરાય તો મહીનામાં કેટલો લોટ વપરાશે?

૨૯) હું ૪૧ માણુસ પાસે સવા સવા રૂપીઓ માગું છું તો મારૂં કુલ લેણું કેટલું હશે ?

૩૦) એક છોકરો ૧। શેર દૂધ પીએ તો ૬૭ છોકરા કેટલું દૂધ પીશે ?

૩૧) એક શેર ધાણાનો સવા આનો બેસે તો ૦॥। મણુ ૭ શેર ધાણાનુ શું આપવું પડશે ?

૩૨) ૪૩ રૂપીએ મણુ બદામ મળે તો ૧। મણુનુ બેસશે ?

૩૩) સવા શેર વેગણુનો એક આનો તો ૧। મણુ ૮॥। શેર વેગણુનુ શું ?

૩૪) એક કોટની શીવડામણી ૧। રૂપીઆ લેખે દરજીને મેં ૪૩॥। રૂપીઆ આપ્યા ત્યારે કેટલા કોટ શીવડાવ્યા હશે ?

૩૫) ૯૦ રૂપીઆમાંથી સવા સવા રૂપીઆની કેટલી ઢગલીઓ થશે?

૩૬) એક તાકામાં ૪૭॥ ગજ કપડુ છે તેમાંથી સવા સવા ગજના કેટલા પહેરણુ થશે ?

૩૭) ૫૫ રૂપીઆમાં ૪૪ ટોપી લીધી તો એકની કેટલી કિંમત પડી ?

૩૮) કેટલી વાર સવા લઇએ તો ૮૮॥।, ૭૩॥।, ૪૬।, ૧૦૭॥, ૮૭૫ થાય ?

૩૯) એક હજામતનો ૧। આનો આપવો પડે છે મેં હજામને રૂ. ૫ આપ્યા ત્યારે કેટલી હજામત કરાવી હશે ?

૪૦) ૪૨॥ રૂપીઆમાંથી સવા રૂપીઆવાળી કેટલી છત્રીઓ આવશે?

૪૧) સવાયાની ચચ્ચારની પલાખી બોલો.

૪૨) સવાયાની બબ્બેની પલાખી લખો.

૪૩) ૪૪ વાર સવા રૂપીઓ લેવાને બદલે ૨॥ રૂપીઆ કેટલી વાર લઇએ તો ચાલે ?

૪૪) ૯૯×૧॥=થી ૭૯×૧॥ સુધી ઉલટા બોલો.

૪૫) કેટલા સવા હોય તો પુરેપુરા આખા થાય ?

૪૬) ૧૨ સુથારને રોજના સવા રૂપીઆ લેખે ૮ દિવસના કેટલા રૂપીઆ મળશે ?

૪૭) મણ સાકરના રૂ. પા બેશે તો ૨૯ મણનું શુ ?

૪૮) ૧॥ આને શેર હળદર મળે તો ૧॥ રૂપીઆની કેટલી આવશે ?

---

# પ્રકરણ રજું.

## કોષ્ટકો.

### અર્થ દર્શક પરિમાણો.

#### ચલણી નાણાનું કોષ્ટક.

૧॥ પાઇ=૧ અધેલો.

૩ પાઈ=૧ પૈસો (સવાકો)

૨ પૈસા=૧ ઢબુ (અઢીકો)

૪ પૈસા=૧ આનો

૨ આના=૧ બેઆની

૨ બેઆની=૧ પાવલી.

૨ પાવલી=૧ અડધો

૨ અડધા=૧ રૂપીઓ

૧૫ રૂપીઆ=૧ ગેણી

#### સરકારી હિસાબમાં

૧૨ પાઇ =૧ આનો

૧૬ આના=૧ રૂપીઓ

#### વેપારી હિસાબમાં

૧૬ વીસવાસી=૧ બદામ

૧૬ બદામ =૧ દોકડો.

૧૦૦ બદામ =૧ આનો

૧૦૦ દોકડા =૧ રૂપીઓ

૧૬૦૦ બદામ =૧ રૂપીઓ.

---

### ભાર દર્શક પારમાણો.

૨॥ રૂપીઆભાર =૧ અધોળ.

૪॥ જુના પૈસાભાર=૧અધોળ

૪॥ ટાંક =૧અધોળ

૨ અધોળ =૧નવટાંક.

૨ નવટાંક =૧ પાશેર.

૨ પાશેર =૧અચ્છેર.

૨ અચ્છેર =૧ શેર.

૪૦ રૂપીઆભાર =૧ શેર
૭૨ જુના પૈસાભાર=૧ શેર.
૯૬ નવા પૈસાભાર =૧ શેર.

---

૪૦ શેર =૧ મણ
૫ મણ=૧ કોથળો
૭ મણ=૧ નાનો હારો.
૧૨ મણ=૧ માણી
૧૬ મણ=૧ કળશી.
૨૦ મણ=૧ ખાંડી.
૨૧ મણ=૧ મોટો હારો.
૨૪ મણ=૧ ભાર
૩૦ મણ=૧ ગાલ્લી.
૩૨ મણ=૧ બેડીઉં.
૪૦ મણ=૧ મુડો.
૧૦૦ મણ=૧ મોટો મુડો.

---

**રૂ તથા કપાસ તોળવાનું.**

૪૮ શેર=૧ ધડી
૨૦ ધડી=૧ ભાર.

---

**મુંબઈમાં ચાલતું માપ.**

૨ ટીપરી =૧ શેર
૪ શેર =૧ પાયલી.
૧૬ પાયલી =૧ ફરો (મણ).
૮ ફરા =૧ ખાંડી.
૨૫ ફરા =૧ મુડો.

---

**સોનું રૂપું તોલવાનું (દેશી)**

૬ ચોખાભાર=૧ રતી.
૩ રતી =૧ વાલ.
૧૬ વાલ =૧ ગદિઆણો
૨ ગદિઆણા =૧ તોલો.
૩૨ વાલ =૧ તોલો.

**દક્ષિણમાં ચાલતું.**

૮ રતિ =૧ માસો
૧૨ માસા=૧ તોલો.

**ગણત્રીનું કોષ્ટક.**

૧૨ નગ =૧ ડઝન.
૧૨ ડઝન=૧ ગ્રોસ (ગ્રુસ)
૨૦ નંગ =૧ કોડી (કુડી)
૧૦૦ નંગ =૧ સેકડો.
૧૦ સેકડા=૧ હજાર.

---

**કાગળ ગણવાનું.**

૨૪ તાવ=૧ ધા (દસ્તો).
૨૦ ધા =૧ રીમ.
૧૦ રીમ=૧ ગાંસડી.

---

**મહત્વદર્શક પરિમાણો.**

**કપડા ભરવાનું.**

૨ આગળ=૧ તસુ.
૧૨ તસુ =૧ ફુટ.
૨ ફુટ =૧ ગજ.
૨૪ તસુ =૧ ગજ.

૩ ફુટ =૧ વાર.
૩૬ તસુ =૧ વાર.
૨૦ તસુ =૧ હાથ.

**અંતર માપવાનું દેશી.**

૮ ઉભાજવ=આંગળ.
૪ આંગળ =૧ મુઠ્ઠી
૩ મુઠ્ઠી =૧ વેંત
૨ વેંત =૧ હાથ.
૪ હાથ =૧ દંડ.
૨૦૦૦ દંડ =૧ ગાઉ.
૪ ગાઉ =૧ જોજન.
૧ ગાઉ =૨ાા માઇલ.

**દેશી ચોરસ માપ.**

૨૦ કાઠી=૧ વસો.
૨૦ વસા=૧ વીઘુ

**કાળ દર્શક પરિમાણો.**

૬૦ વિપળ=૧ પળ.
૬૦ પળ =૧ ઘડી.
૭ાા ઘડી =૧ પહોર.
૮ પહોર } =૧ દિવસ
૬૦ ઘડી }
૭ દિવસ=૧ અઠવાડીઉં.
૧૫ દિવસ=૧ પખવાડીઉં.
૩૦ દિવસ=૧ મહીનો.
૧૨ મહીના=૧ વર્ષ.
૫૨ અઠવાડીઆં=૧ વર્ષ
૩૬૦ દિવસ=૧ વર્ષ.

---

૬૦ સેકંડ=૧ મિનિટ.
૬૦ મિનિટ=૧ કલાક.
૨૪ કલાક =૧ દિવસ.
૨ાાપળ =૧ મિનિટ.
૨૪ મિનિટ=૧ ઘડી.
૨ાાઘડી =૧ કલાક.
૩ કલાક=૧ પહોર.

---

# પ્રકરણ ૩ જું.

શેરનું અડધું કેટલુ ? અચ્છેરનુ અડધુ ? પાશેરનું અડધુ ? નવટાંકનું અડધુ ? અધોળનું અડધું કેટલુ ?

મણનુ અડધું કેટલુ ? અધમણનું અડધુ કેટલું ? દશશેરનું અડધું ? પાંચશેરનું અડધું ? અઢીશેરનુ અડધુ ? સવાશેરના અધોળા કેટલા ? સવાશેરનું અડધુ ?

શેરનો રૂ ૧) પડે તો અચ્છેરનું શું બેસે ? જ. રૂા. ૦ાા. અચ્છેરનો રૂ. ૧) પડે તો પાશેરનું શું બેસે ? જ. રૂ. ૦ાા. પાશેરનો રૂ ૧) પડે તો નવટાંકનુ શું બેસે ? જ. રૂ.૦ાા.

નવટાંકનો રૂ. ૧) પડે તો અધોળનું શું બેસે ? જ. રૂ. ०॥. અધોળનો રૂ. ૧) બેસે તો અડધા અધોળનુ (સવારૂપીઆભારનુ) શું પડે ? જ. રૂ. ०॥.

મણુનો રૂ. ૧) પડે તો અધમણુનુ શું બેસે ? જ. રૂ. ०॥. અધમણુનો રૂ ૧) પડે તો દશશેર (०। મણુ) નુ શું બેસે ? જ. રૂ ०॥. દશશેરનો રૂ ૧) બેસે તો પાંચશેરનુ શું બેસે ? જ. રૂ. ०॥ પાંચશેરનો રૂ ૧) બેસે તો અઢીશેરનું શું બેસે ? જ. રૂ. ०॥. અઢીશેરનો રૂ. ૧) બેસે તો સવાશેરનું શુ બેસે ? જ. રૂ. ०॥. સવાશેરનો રૂ ૧) બેસે તો દશ અધોળનું શું બેસે ? જ. રૂ. ०॥

ઉપરના હિસાબોમાં તમે વજનનો કેટલામો ભાગ લીધો ? જ. ०॥ ભાગ. કિંમતનો કેટલામો ભાગ આપ્યો ? જ. ०॥ ભાગ. વજનનો અડધો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. ०॥ ભાગ. વજનનો ચોથો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. ચોથો ભાગ. વજનનો આઠમો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. આઠમો ભાગ. વજનનો સોળમો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. સોળમો ભાગ. વજનનો ૩૨મો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. ૩૨મો ભાગ વજનનો ૪० મો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. ૪० મો ભાગ. વજનનો ૧૬०० મો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. સોળસેંમો ભાગ. આ ઉપરથી કઇ રીત નીકળી ? જ. ૧) **વજનનો જેટલામો ભાગ લઈએ તેટલામો ભાગ કિંમતનો આપવો પડે.**

કિંમતનો અડધો ભાગ આપીએ તો વજનનો કેટલામો ભાગ

મળે ? જ. અડધો. કિંમતનો ચોથો ભાગ આપીએ તો વજનનો કેટલામો ભાગ મળે ? જ. વજનનો ચોથો ભાગ મળે

આ ઉપરથી કઇ રીત નીકળી ? જ. ર) **કિંમતનો જેટલામો ભાગ આપીએ તેટલામો ભાગ વજન મળે.**

અચ્છેર બે વખત લઇએ તો કેટલુ થાય ? અચ્છેરનું બમણું કેટલું ? પાશેરનું બમણું કેટલુ ? નવટાંકનું બમણું કેટલુ ? અધોળનું બમણુ કેટલું ? સવા રૂપીઆભારનું બમણું કેટલુ ?

અધમણુ બે વખત લઇએ તો કેટલું થાય ? દશશેરનુ બમણું કેટનું ? પાંચશેરનું બમણું કેટલું ? અઢીશેરનુ બમણું કેટલું ? સવા શેરનું બમણુ કેટલુ ?

અચ્છેરનો રૂ ૧) પડે તો શેરનુ શું ? જ રૂ ર) પાશેરનો રૂ ૧) પડે તો અચ્છેરનું શું ? જ રૂ ર) નવટાકનો રૂ ૧) પડે તો પાશેરનું શુ ? જ. રૂ. ર). અધોળનો રૂ. ૧) પડે તો નવટાકનુ શુ ? જ. રૂ ર).

અધમણુનો રૂ ૧) પડે તો મણુનું શું ? જ રૂ ર) દશશેરનો રૂ. ૧) પડે તો અધમણુનું શુ ? જ રૂ ર). પાંચશેરનો રૂ. ૧) તો દશશેરનું શુ ? જ. રૂ ર) અઢીશેરનો રૂ. ૧) તો પાચશેરનુ શું ? જ. રૂ. ર). સવાશેરનો રૂ. ૧) તો અઢીશેરનું શું ? જ રૂ. ર)

ઉપરના હિસાબોમાં તમે વજનથી કેટલા ગણુ વજન લીધું ? જ બમણું. કિંમતથી કેટલા ગણી કિંમત આપી ? જ બમણી બમણું વજન લઇએ તો કિંમત કેટલી આપવી પડે ? જ બમણી. ચાર ગણુ વજન લઇએ તો કિંમત કેટલી આપવી પડે ? જ ચાર ગણી આઠ ગણું વજન લઇએ તો ? જ. આઠ ગણી કિંમત આપવી પડે.

ઉપરના હિસાબો પરથી કઇ રીત નીકળી ? જ.

**૧) વજન જેટલા ગણું લઈએ તેટલા ગણી કિંમત આપવી પડે.**

બમણી કિંમત આપીએ તો વજન કેટલા ગણું મળે ? જ. બમણું. ચાર ગણી કિમત આપીએ તો વજન કેટલા ગણું મળે ? જ. ચાર ગણું વજન મળે આ ઉપરથી કઈ રીત નીકળી ? જ.

**૨) જેટલા ગણી કિંમત આપીએ તેટલા ગણું વજન મળે**

## શેરની ધાતનો ઉપયોગ.

### મનોયત્ન ૩ જો

૧) રૂપીઆભાર ઘી લીધું એમા શું સમજ્યા ?

૨) પૈસાભાર એટલે શુ ? પૈસો ને પૈસાભાર, રૂપીઓ ને રૂપીઆભારમાં ફેર શું તે સમજાવો

૩) અધોળના રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૪) અધોળ તોળવા માટે કેટલા રૂપીઆ મૂકવા ? કેટલા પૈસા મૂકવા ?

૫) ૨ાા રૂપીઆનો ભાર કેટલા પૈસાના ભાર બરાબર છે ?

૬) ૪ાા પૈસા મૂકીને તોળવાને બદલે કેટલા રૂપીઆ મૂકીને તોળીએ તો ચાલે ?

૬) અધોળ દરાખ લીધી બીજીવાર અધોળ લીધી કેટલી થઈ?

૮) અધોળ બે વખત લેવાને બદલે એકી વખતે કેટલુ લેવુ ?

૯) નવટાંકના અધોળા કેટલા ? કેટલા અધોળાનો નવટાક થાય?

૧૦) નવટાંકના રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૧૧) નવટાંક તેલમાંથી ૪ાા પૈસાભાર ઢોળ ઈ ગયું કેટલું રહ્યું ?

૧૨) ૪ાા પૈસાભાર બદામમાં ૨ાા રૂપીઆભાર એલચી નાખી તો કેટલું વજન થયું ?

૧૩) પાશેરના નવટાંક કેટલા ? અધોળ કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૧૪) ૨ નવટાંક, ૪ અધોળ, ૧૦ રૂપીઆભાર, ૧૮ પૈસાભાર ક્યા કાટલાની બરાબર છે ?

૧૫) ૧૦ રૂપીઆભાર, ૧૮ પૈસાભાર, ૨ નવટાંક, ૪ અધોળ એમાં ભાર કોનો વધારે ?

૧૬) ૪ાા પૈસાભાર ખાંડ, અધોળ ઘી અને નવટાંક લોટ લીધો તો બધું મળી કેટલું વજન થયું ?

૧૭) પાશેર મધમાંથી અધોળ વપરાયુ તો કેટલું રહ્યું ?

૧૮) ૨ાા રૂપીઆભાર મરી, ૫ રૂપીઆભાર તજ, અને ૪ાા પૈસાભાર એલચીમાં કેટલી સૂંઠ નાખું તો પાશેર વજન થાય ?

૧૯) પાશેર કોની કોની બરોબર છે ? પાશેર ને પાશેર કેટલું?

૨૦) કેટલા પાશેરા હોય તો અચ્છેર જેટલું વજન થાય?

૨૧) અચ્છેરના પાશેરા કેટલા ? નવટાંકા કેટલા ? અધોળ કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૨૨) અચ્છેર કોની કોની બરાબર છે ?

૨૩) અચ્છેર ઘીમાથી વાપરતા ૩ અધોળ રહ્યુ ત્યારે કેટલું વપરાયું?

૨૪) નવટાંક સાહી લીધી પણ શીશીમાં અચ્છેર માય છે તો શીશી ભરવાને બીજી કેટલી લેવી ?

૨૫) અચ્છેર લોટ ને પાશેર ઘી મળી કેટલુ વજન થયુ ?

૨૬) પોણાશેરના પાશેરા કેટલા ? નવટાંકા કેટલા ? અધોળા કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૨૭) એકલા રૂપીઆથી પોણોશેર શી રીતે તોળી આપવું ?

૨૮) ૧૫ રૂપીઆ છે બીજા કેટલા રૂપીઆ હોય તો પોણો શેર તોળી અપાય ?

૨૯) પોણોશેર કોની કોની બરોબર છે ?

૩૦) પોણોશેર દૂધમાં પાશેર પાણી મેળવ્યું તો કેટલું થયું ?
૩૧) શેરમાંથી કેટલું લઇએ તો પોણોશેર રહે ?
૩૨) શેરના અચ્છેરા કેટલા ? પાશેરા કેટલા ? નવટાંકા કેટલા? અધોળ કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?
૩૩) શેર કોની કોની બરોબર છે ?
૩૪) આ રેતીના ઢગલામાંથી આ અધોળી વડે નવટાંક, પાશેર, અચ્છેર, અને શેર બનાવો.
૩૫) નવટાંકની ધાત બોલો. શેરની ધાત બોલો.
૩૬) કેટલી વખત નવટાંક લઇએ તો શેર થાય ? ૦॥। શેર શેર લેવું હોય તો નવટાંક કેટલીવાર લેવું ?
૩૭) ૧૬ અધોળ તે કેટલા શેર ? ૭ શેરના અધોળા કેટલા ? ૧॥ શેરના ? ૨॥ શેરના ? ૦॥। શેરના ? ૧। શેરના કેટલા ?
૩૮) ૪ શેર તોળવા માટે પાશેરા કેટલા મૂકવા ? ચાર શેરના પાશેરા કેટલા ?
૩૯) ૩૦ રૂપીઆ છે એનો ભાર કેટલો ? એટલોજ ભાર કેટલા પૈસાનો છે ?
૪૦) ત્રાજવાના એક પલ્લામાં પાંચશેરી મૂકી છે ને સામા પલ્લામા પાશેરો મૂકયો છે તો કેટલું તોળાશે ?
૪૧) ૨ પાઇની પાશેર દૂધી મળે તો શેરનું શું બેસે ?
૪૨) ૯ પાઇનુ શેર દૂધ આવ્યું ત્યારે ૦॥। શેરનુ શું આપવું ?
૪૩) ૮ આને શેર બદામ મળે તો પાશેરનું શું આપવું ?
૪૪) બાર વખત અધોળ અધોળ મધ લીધું ત્યારે તે કેટલું થયું ?
૪૫) શેરમા ૪ પૈસાભાર દૂધ ઓછું મળ્યુ ત્યારે પોણોશેર કરતાં કેટલું વધારે અથવા ઓછું મળ્યું ?
૪૬) પાંચશેર ને નવટાક ઘી છે તેમાં કેટલું નાખું તો ૭ શેર થાય?
૪૭) ૮ પૈસાનું શેર દૂધ મળે તો નવટાંકનું શું ? અને એક પૈસાનું કેટલું આવે ?

૪૮) બે પાઇનું પાશેર દૂધ આવ્યું તો એક આનામાં કેટલું આવશે?
૪૯) ૨॥ શેરના રૂપીઆભાર કેટલા ?
૫૦) ૧૫ રૂપીઆભાર કેટલા અધોળની બરાબર છે ?
૫૧) દોઢ પાશેર તે કેટલા રૂપીઆભારની બરાબર ?
૫૨) ૧॥ શેર ને ૫ રૂપીઆભારના રૂપીઆભાર કેટલા ?
૫૩) એક પાશેર ને એક અધોળના અધોળ કેટલા ?
૫૪) અઢી પાશેરના નવટાંક કેટલા ?
૫૫) ૨૦ રૂપીઆભાર તે કેટલા નવા પૈસાભારની બરાબર છે ?
૫૬) કેટલા નવા પૈસાભાર ૧॥ શેર થાય ?
૫૭) પોણોશેર ને નવટાંકના રૂપીઆભાર કેટલા ?
૫૮) શેર ને પાશેરા વડે પોણો શેર શી રીતે તોળી આપવુ ?
૫૯) નવટાક લોટ ને ૪॥ પૈસાભાર ઘી મળી કેટલુ વજન થાય?
૬૦) અચ્છેર બદામ, ૫ રૂ ભાર સાકર અને ૯ પૈસાભાર એલચી લીધી તેમા કેટલો લોટ નાખુ તો ૧ શેર વજન થાય?
૬૧) પોણો શેર ઘીમાંથી ૧૮ પૈસાભાર ઢોળાઇ ગયું તો હવે કેટલા શેર રહ્યું
૬૨) ૩૦ રૂપીઆભાર વધારે કે ૩૬ પૈસાભાર ?
૬૩) નવટાંક, પાશેર, અચ્છેર, પોણોશેર ને શેર તોળવું હોય તો કેટલા રૂપીઆ મૂકવા ?

---

## મણની ધાતનો ઉપયોગ.

### મનોયત્ન ૪

૧) મણના શેર કેટલા ? કેટલા શેરનો મણ ? શેરના રૂપીઆભાર કેટલા ? મણના રૂપીઆભાર કેટલા ?
૨) ૧। મણના શેર કેટલા ? ૦॥। મણના શેર કેટલા ?
૩) ૪૮ શેર તે એક મણથી કેટલું વધારે ? અને સવા-મણથી કેટલું ઓછુ ?

૪) ૧॥ મણુમાંથી ૩ શેર લઇએ તો કેટલું રહે ?

૫) ૩૮ શેર તે ০॥। મણુથી કેટલું વધારે ? અને મણુમાં કેટલુ ઓછું ?

૬) ૧૦૦, ૬૦, ૫૦, ૩૦, ૨૦, ૧૦ શેરના મણુ કેટલા ?

૭) મણુના દશશેરા કેટલા ? પાંચશેરી કેટલી ? અઢીશેરી કેટલી; સવાશેરી કેટલી ? અધમણીઆ કેટલા ?

૮) ૨॥ મણુ ૭ શેરના શેર કેટલા ?

૯) ૧॥ મણુની પાંચશેરી કેટલી ? અઢીશેરી કેટલી ?

૧૦) ૧॥ મણુમાથી પાંચ પાંચશેર કેટલી વખત આપી શ કાય ? ૧। શેર કેટલી વખત આપી શકાય ?

૧૧) ૨૫ શેરમાં ૫ શેર નાખીએ તો કેટલા મણુ થાય ? ૫ શેર કાઢી નાખીએ તો કેટલા મણુ રહે ?

૧૨) ૩૫ શેરમાથી ૫ શેર કાઢી લઇએ તો કેટલા મણુ રહે?

૧૩) ૨॥ મણુ ઘીમાંથી ૨૫ શેર ઢળી ગયુ તો કેટલું રહ્યુ ?

૧૪) એક મણુ ઘી આપવુ હોય તો કેટલા રૂપીઆ મૂકીને તોળી આપવું ? પાચશેરીથી કેટલીવાર તોળવું ?

૧૫) મારે મણુ દાળ જોઇએ છીએ તેમા ૩૨ શેર છે તો બીજી કેટલી લાવવી ?

૧૬) અધમણીઓ, દશશેરી, અને પાંચશેરી એક ત્રાજવામાં મૂકીએ તો કેટલા શેર તોળાય ?

૧૭) ০॥। મણુ તે ૩૮ શેરથી કેટલુ ઓછુ અથવા વધારે ?

૧૮) ૨। મણુમાં ૧૦ શેર ઓછું તે કેટલુ થયુ ?

૧૯) મણુ તોળવાને માટે બશેરીથી કેટલી વખત તોળવું ?

૨૦) અઢીશેર કેટલી વખત લઇએ તો મણુ થાય ? મણુનો ૧૬ મો ભાગ શું ?

૨૧) કેટલી વખત સવાશેર લઇએ તો મણુ થાય ?

૨૨) સાત વખત દશશેર તોળી આપ્યું તો કેટલા મણ થયું ?
૨૩) એક તામડીમાં ૮ શેર દૂધ માય છે મારે ૨ મણ લેવું હોય તો તામડી કેટલી વખત ભરી લેવી ?
૨૪) મણના શેર કેટલા ? શેરના અધોળ કેટલા ? મણના અધોળ કેટલા ?
૨૫) ૧॥ મણ અનાજ છે રોજ બશેર વાપરીએ તો કેટલા દિવસ ચાલે ? અને ૩ શેર વાપરીએ તો ?
૨૬) શેર એ મણનો કેટલામો ભાગ છે ?
૨૭) ૨॥ મણ ૩ શેરમાં કેટલું ઉમેરીએ તો ૩ મણ થાય ?
૨૮) પોણો મણમા ૪॥ શેર ઓછું તે કેટલું ?
૨૯) પાવલાના ૫ શેર ચોખા મળે તો મણનું શું બેસે ?
૩૦) અઢીશેરના ૨ આના આપ્યા તો મણનું શું પડયું ?
૩૧) રૂ. ૨૨એ મણ ઘી મળે તો ૦॥। મણનું શું ?
૩૨) ૯ વખત અઢીશેર ચણા લીધા તે કેટલા થયા ?
૩૩) ૩૫ શેર અનાજ આપવું હોય તો સવાશેરીથી કેટલી વખત તોળી આપવું ? અઢીશેરીથી કેટલી વખત તોળવુ ?
૩૪) અઢીશેર કેટલી વખત લઇએ તો ૦॥। મણ થાય ?
૩૫) ૨॥ મણ તોળવા માટે કેટલા અધમણીઆ મૂકવા ?
૩૬) કેટલી પાંચશેરીનો ભાર ૨॥ મણ જેટલો થાય ?
૩૭) અધમણીઆ ને પાંચશેરી વડે ૧૫ શેર શી રીતે તોળી આપવું?
૩૮) મારી પાસે દશશેરો છે તેનાથી ૨॥ શેર શી રીતે તોળી આપવું?
૩૯) મારી પાસે ૧ શેરનું, ૩ શેરનું, ૯ શેરનુ અને ૨૭ શેરનું એવા ચાર કાટલાં છે તે વડે ૧૯, ૨૩, ૨૯, ૩૯ શેર શી રીતે તોળી આપવું ?
૪૦) ઉપલાં ચાર કાટલાંથી ૧,૨,૩,૪,૫, એમ ૪૦ શેર સુધી કેવી રીતે તોળી આપવું ?

# પ્રકરણ ૪ થું.

## આંક અને ધાતોના વ્યવહારિક પરચુરણ હિસાબ.

### મનોયત્ન ૫ મો.

૧) ૫ શેરના રૂ. ૦।।ℨ તો મણનું શું ?
૨) દશશેરના ૯ આના તો ૨ મણનું શું ?
૩) ૪ આનાનું ૮ શેર તો ૦।। આનાનું કેટલું ?
૪) ૧૨ શેરના ૬ આના તો ૦।।। આનાનું કેટલું ?
૫) રૂ. ૦।।નું મણ તો ૧ આનાનું કેટલું ?
૬) રૂ. ૦।।=નું મણ તો ૦)=।।નું કેટલું ?
૭) રૂ. ૧નું ૧। શેર તો ૯૮।।। શેરનું શું ?
૮) રૂ. ૨।।એ મણ તો ૨૭।। રૂપીઆમાં કેટલા મણ આવે?
૯) રૂ. ૮નું મણ તો ૨૧૬ રૂપીઆનું કેટલા મણ ?
૧૦) રૂ ૨૧નું ૫૨।। શેર તો રૂ ૧)નું કેટલું ?
૧૧) ૬૩ શેરના ૪૨ પૈસા તો ૧।। શેરનું શું ?
૧૨) ૫ પૈસાનુ ૩૫ શેર તો ૬ પૈસાનું કેટલુ ?
૧૩) ૩૦ શેરના ૨૪ પૈસા તો ૬। શેર નું ?
૧૪) મણના રૂ ૨।। તો ૭।। રૂપીઆનું કેટલા મણ ?
૧૫) રૂ ૨૫)નુ ૬।। મણ તો ૭।। મણનું શું ?
૧૬) ૩ મણના ૩।।। રૂપીઆ તો ૨૭ મણનું શું ?
૧૭) ૨૭ મણના ૧૬૨ રૂપીઆ તો ૧૨ રૂપીઆનું કેટલું ?
૧૮) મણ ૦।।૭ શેરનો ૧ રૂપીઓ તો ૧।। રૂપીઆનું કેટલું?
૧૯) ૨૨ મણના ૧૫૪ રૂપીઆ તો ૩ મણનું શું ?
૨૦) રૂ. ૨૪નુ ૧૬ મણ તો ૧૮ રૂપીઆનું કેટલું ?
૨૧) રૂ. ૧।નુ ૧।। મણ તો ૯૩।।। રૂ।નું કેટલું ?
૨૨) ૧૨ શેરના ૩૦ આના તો ૭।। આનાનું કેટલું ?

૨૩) ૪૮ તસુના ૧૫ આના તો ૧૯॥ આનાનું કેટલું ?
૨૪) ૮ આનાનું શેર તો ૧૦ રૂા. ભારનું શું ?
૨૫) એક પૈસાનું ૨॥ શેર તો રૂ. ૧)નું કેટલું ?
૨૬) રૂ. ૦॥નું શેર તો ૧। મણનુ શુ ?
૨૭) રૂ ૨॥નું મણ તો ૩૦ મણનું શુ ?
૨૮) ૫ શેરનો રૂ ૧॥ તો ૧॥ મણનું શું ?
૨૯) રૂ ૧)નુ ૧॥ શેર તો ૨૯ રૂપીઆનુ કેટલું ?
૩૦) રૂ ૧ નુ ૦॥। શેર તો રૂ ૫૧॥।નુ કેટલું ?
૩૧) રૂ. ૦।નુ શેર તો રૂ ૬।નુ કેટલું ?
૩૨) ૦)=॥નું અધોળ તો શેરનું શુ ?
૩૩) રૂ ૧નું ૧॥ મણ તો ૪૮ મણનુ શુ ?
૩૪) રૂ. ૧ની ૩૬ સ્લેટ તો ૧। રૂપીઆની કેટલી ?
૩૫) રૂ ૧)ની ૨॥ શેર બરફી મળે તો રૂ ૩૫)ની કેટલી ?
૩૬) મણ ધઉમાંથી ૮ વખત સરખા દળવા આપ્યા ત્યારે દરેક વખતે કેટલા આપ્યા હશે ?
૩૭) ૫૦ માણસો વચ્ચે ૨॥ મણ દૂધ વપરાયું ત્યારે એક માણસે કેટલુ પીધુ હશે ?
૩૮) એક શેરની ૫ કેરી ચઢે ત્યારે ૧। મણની કેટલી ચઢશે ?
૩૯) રૂ ૧)ની ૨૩ શેર જુવાર મળે તો ૦॥ મણ ૮॥નું શુ બેસશે ?
૪૦) ૬૮ કેરીનો રૂ ૧) બેસે તો ૨। રૂપીઆની કેટલી આવે.
૪૧) રૂ ૬)ની મણ કેરી મળે તો રૂ ૧૭૪)ની કેટલી આવશે ?
૪૨) રૂ. ૧)નું ૧। શેર ઘી મળે તો રૂ ૩૦૦)નું કેટલું ?
૪૩) ૧। શેરના ૭॥ રૂપીઆ તો ૧ શેરનું શુ ?
૪૪) ૧॥ શેરના ૭૫ પતાસાં ચઢે તો ૨॥ શેરના કેટલાં ચઢશે?
૪૫) મણ કારેલાનો રૂ ૧॥ તો ૦॥। મણનું શુ ?

૪૬) રૂ. ૬)નું ૧ાામણ તો ૧ મણનુ શું ?

૪૭) ૨ાા મણના ૧૨ાા રૂપીઆ તો મણનું શું ?

૪૮) ૧ાા પાઇની એક પેન તો ૧ાા આનાની કેટલી ?

૪૯) ૩ આનાનું ૧ શેર તો ૩ પાવલીનું કેટલું ?

૫૦) રૂ ૧૬ાાનું ૧ાામણ તો રૂ. ૧૩ાાનું કેટલું ?

૫૧) ૨ાા મણના .૨ાા રૂપીઆ તો ૭ાા રૂપીઆનું કેટલું ?

૫૨) ૪ શેરનો રૂ ૧ા તો મણનું શું ?

૫૩) રૂ, ૯)નું ૧૩ાામણ તો રૂ ૭નું કેટલુ ?

૫૪) રૂ ૧૬ાનું ૧૩ મણ તો ૩૭ાા રૂપીઆનું કેટલું ?

૫૫) ૫૬ દે ૯ પાઇ વટાવીએ તો કેટલી પાઇઓ આવશે ?

૫૬) ૩૭ાા મણના કોઠારમાંથી ૧ા મણના કેટલા ટોપલા ભરાશે?

૫૭) મારી પાસે ૩૧ા મણ અનાજ છે કોઠારમાં ૪૦ મણ માય છે. કોઠાર ભરવાને કેટલું અનાજ લાવવું ?

૫૮) રૂ ૦ાાા કેટલીવાર લઉ તો ૭૨ રૂપીઆ થાય ?

૫૯) રૂ. ૭૨મા રૂ. ૦ાાા કેટલીવાર છે ?

૬૦) રૂ. ૦ાાા વાળી રૂ ૭૨માંથી કેટલી ટોપીઓ આવે ?

૬૧) રૂ. ૫૫ માંથી રૂ ૦ાાાની એક એવી કેટલી ચોપડી આવશે ને શું બચશે ?

૬૨) મને પહેલે દિવસે રૂ. ૩ા, બીજે દિવસે રૂ ૧ાા, ત્રીજે દિવસે રૂ ૨ા અને ચોથે દિવસે રૂ ૧ાા= ખરચ થયો ત્યારે કુલ કેટલો ખર્ચ થયો ?

૬૩) ૩ાા મણ જુવાર, ૨ા મણ ઘઉં, અને ૭ મણ બાજરી લાવ્યો ત્યારે કેટલા મણ અનાજ લાવ્યો ? જો દર મણની સરેરાસ કીમત રૂ ૧ાા હોય તો કેટલા રૂપીઆ આપવા પડે ?

૬૪) ૪ાા મણ ૫ શેર ઘઉંમાંથી ૧ા મણ દળવા આપ્યા ત્યારે બાકી કેટલા રહ્યા ?

૬૫) ૩૭ા શેર ચોખામાં બીજા કેટલા નાખું તો ૧ા મણ થાય?
૬૬) ૧ માઇલ ચાલતાં ૦ા કલાક લાગે તો ૭૨ માઇલ ચાલતાં કેટલો વખત લાગશે ?
૬૭) રૂ ૧)નું રાાવાર કપડું મળે તો રૂ. ૭૦૦)નું કેટલું આવશે?
૬૮) ૭૧ પાઘડીના રૂ. ૧૦૬ાા બેસે તો એક પાઘડીનું શું?
૬૯) ૨૧ શેર ચાના રૂ. ૨૬ા બેસે તો રૂ ૧ામાં કેટલી આવશે?
૭૦) ૩ મણ ઘીના રૂ. ૧૨૦ બેસે તો શેરનું શું ?
૭૧) રૂ ૨ાા થી રૂ. ૭૨ાા એ કેટલા ગણા છે ?
૭૨) રૂ. ૧ાાની એક એવી ૭૩ાા રૂ માંથી કેટલી ટોપી આવે ?
૭૩) રૂ. ૭૩ાા માં રૂ ૧ાા કેટલીવાર છે ?
૭૪) રૂ ૧ાા એ રૂ ૭૩ાા માં કેટલીવાર છે ?
૭૫) રૂ. ૪ નું શેર તો ૩૦ રૂા ભારનું શું ?
૭૬) રૂ. ૫) નું શેર તો ૩ પાશેરનું શું ?
૭૭) રૂ. ૮) નું શેર તો રૂ ૬)નું કેટલું ?
૭૮) રૂ. ૧૨ નું શેર તો રૂ. ૬)નું કેટલું ?
૭૯) રૂ. ૪ાા નુ શેર તો રૂ. ૨ાનું કેટલું ?
૮૦) રૂ ૨ાા નું શેર તો રૂ. ૪૦ પૈસાનું કેટલું ?
૮૧) રૂ. ૧ા નું શેર તો ૧૦ આનાનું કેટલું ?
૮૨) રૂ. ૧ાા નું શેર તો રૂ. ૪૯ાનું કેટલું ?
૮૩) રૂ ૧ા નું શેર તો રૂ. ૪૩ાાનું કેટલું ?
૮૪) રૂ. ૦ાાનું શેર તો રૂ. ૯ાાનું કેટલું ?
૮૫) રૂ ૨ાનું શેર તો રૂ. ૫૨ાનું કેટલું ?
૮૬) રૂ. ૦)⁼ાનું રૂા ભાર તો શેરનુ શું ?
૮૭) રૂ. ૦)⁼નું ૫ શેર તો મણનું શું ?
૮૮) રૂ. ૧ા નું ૧૦ શેર તો મણનુ શું ?
૮૯) રૂ ૩ાાનું ૦ા મણ તો મણનું શું ?

૯૦) રૂ. ૦ા નું ૧ા શેર તો મણનું શુ ?
૯૧) રૂ. ૨ા નું શેર તો ૪ અધોળનું શું ?
૯૨) રૂ. ૨ાાનું શેર તો ૨ નવટાંકનું શું ?
૯૩) રૂ. ૬ાાનું શેર તો પાશેરનું શું ?
૯૪) રૂ. ૨ાનું શેર તો ૧૦ રૂા.ભારનું શું ?
૯૫) રૂ. ૮ નું શેર તો ૧૮ પૈસાભારનું શું ?
૯૬) રૂ. ૫ા નું શેર તો ૮ અધોળનું શું ?
૯૭) રૂ ૭ાા નું શેર તો ૪ નવટાંકનું શું ?
૯૮) રૂ. ૧૭ાા નું શેર તો ૨ પાશેરનું શું ?
૯૯) રૂ ૨૧ા નું શેર તો ૨૦ રૂા.ભારનુ શું ?
૧૦૦) રૂ. ૮ાા નું શેર તો ૦ાાા શેરનું શું ?
૧૦૧) રૂ. ૫ાા નુ શેર તો ૧૨ અધોળનું શું?
૧૦૨) રૂ. ૨ાાાનું શેર તો દોઢ અચ્છેરનું શું ?
૧૦૩) રૂ ૩ાાનું શેર તો ૬ નવટાંકનું શું ?
૧૦૪) રૂ ૨૨ાાનું ૨ાા શેર તો ૯ રૂપીઆનું કેટલું ?
૧૦૫) રૂ ૦ાનું ૧૦ રૂા ભાર તો ૨૨ાા શેરનું શું ?
૧૦૬) રૂ ૦ાાનું ૫ રૂા ભાર તો શેરનું શું ?
૧૦૭) રૂ. ૦ાા'નું ૨ાા રૂા ભાર તો શેરનું શું ?
૧૦૮) રૂ. ૦)≈નું ૫ રૂા ભાર તો ૨ શેરનું શુ ?
૧૦૯) રૂ. ૦ા≈ાનું ૭ાા રૂા ભાર તો ૧ શેરનું શું ?
૧૧૦) રૂ ૧૨નું મણ તો ૪ અઢીશેરીનું શું ?
૧૧૧) રૂ. ૩ આનાનુ ૨ાા શેર તો મણનું શું ?
૧૧૨) રૂ. ૦)≈નુ ૨ાા શેર તો મણનું શું ?
૧૧૩) રૂ ૦)≈ાનું ૨ાા શેર તો મણનું શુ ?
૧૧૪) રૂ. ૦ા¬નું ૨ાા શેર તો મણનું શું ?
૧૧૫) ૨ાા શેરના ૩ આના તો ૦ાા મણનું શું ?

૧૧૬) પાશેરનો ૧ા આનો તો ૨ શેરનું શું ?
૧૧૭) નવટાંકનો ૧ા આનો તો શેરનું શુ?
૧૧૮) ૨ા આનાનું નવટાંક તો ૨ અચ્છેરનું શું ?
૧૧૯) રૂ. ૨ાનું ૫ શેર તો ૪રૂ.નું કેટલું ?
૧૨૦) ૧ા મણના ૮) તો ૧૫ શેરનું શુ?
૧૨૧) રૂ. ૫ નું મણ તો રૂ. ૧નું કેટલું ?
૧૨૨) રૂ ૮ નું મણ તો રૂ ૨ાનું કેટલુ ?
૧૨૩) રૂ ૦ાા≈નું શેર તો ૧ાશેરનું શુ ?
૧૨૪) રૂ. ૦ા= આનાનું ૫ રૂપીઆભાર તો શેરનુ શું?
૧૨૫) ૧ા આનાની શેર પાપડી મળે તો ૧ા મણનું શું એસે ?
૧૨૬) ૧૦ રૂા ભારના ૩ આના તો શેરનું શું ?
૧૨૭) ૩ શેરનો રૂ ૦)ના તો ૦ાા મણનું શુ ?
૧૨૮) રૂ ૦)≈ાનું ૧ાશેર તો મણનું શુ ?
૧૨૯) ૨ા શેરનો રૂ ૧) તો ૧ાા મણનું શું ?
૧૩૦) રૂ. ૦ા=નુ શેર તો મણનું શું ?
૧૩૧) ૪ શેરના ૬) રૂપીઆ તો ૩૯ શેરનુ શું ?
૧૩૨) ૮ પાઈનુ શેર દૂધ મળે તો ૮ આનાનુ કેટલું ?
૧૩૩) ૨ા રૂપીઆભારનો એક આનો શેરનુ શું ?
૧૩૪) ૫ અધોળના ૭ાા આના તો શેરનુ શુ ?
૧૩૫) ૮ આનાનું મણ મીઠું મળે તો ૪ પૈસાનું કેટલુ ?
૧૩૬) રૂ ૧૨ાનુ મણ તો ૨ાા રૂપીઆમાં કેટલુ આવશે ?
૧૩૭) એક આનાનું ૨ા અધોળ ઘી મળે તો રૂ ૧ નું ?
૧૩૮) રૂ. ૧)નુ અધોળ કેસર મળે તો ૨ાાશેરનુ શું આપવું?
૧૩૯) ૨ા શેરના ૩ આના તો મણનું શું ?
૧૪૦) ૨ા શેર દૂધનો એક આનો તો રૂ. ૨ાનું કેટલું ?
૧૪૧) એક આનાનું ૨ા શેર તો ૨ા મણનું શુ ?